હિંદી સ્વરાજ્ય સંઘ=પુસ્તક માળા.

પુસ્તક ૪ થું.

# હિંદી રાષ્ટ્રનું ધ્યેય.

બાબુ અમ્બિકાચરણ મઝમુદારના
એક લેખનો અનુવાદ.

અનુવાદક:-તાપીદાસ દુ. સંઘવી.

પ્રકાશક:- ડૉ. ડી. ડી. સાઠયે.

ઠે:—ધી ઇન્ડીયન હોમરૂલ લીગ, નં. ૭૩૫, ગીરગામ,
મુંબઈ.

આવૃત્તી ૧ લી ] સને ૧૯૧૭. [ પ્રત ૫૦૦૦

કિમ્મત અર્ધો આનો.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસ, ૯, અનંતવાડી મુંબઈ. નં. ૨.
રતીલાલ હરજીવન પટેલે છાપ્યું.

# હિંદી રાષ્ટ્રનું ધ્યેય.



હિંદી રાષ્ટ્રનું અંતિમ ધ્યેય શું છે? હિંદુસ્થાનને સંપૂર્ણ સ્વાતંત્ર્ય જોઇએ છે? કિંવા જરૂર જેટલી દેશમાં શાંતિ હોય, માલ મત્તાનું સરંક્ષણ થતું હોય, ન્યાય મળતો હોય, અને હિંદી લોકો પાસે સાધારણ પૈસા હોય એટલે હિંદી લોક કાયમના ગુલામ રહે તો ચાલશે? એવું અમારા મિત્રો તરફથી અને ટીકાકારો તરફથી વારંવાર પુછવામાં આવે છે. કાળના ઉદરમાં કિંવા અતકર્ય લીલા કરનાર પરમેશ્વરના મનમાં શું છે એ કોઇથી પણ કહી શકાય તેમ નથી; પરંતુ સંપૂર્ણ સ્વાતંત્ર્ય કિંવા કાયમની ગુલામગીરી તેમાંનું એક પણ આપણું ધ્યેય નથી. એવું રાષ્ટ્રિય સભાએ પુનઃ પુનઃ ઘણીજ સ્પષ્ટ રીતે કહ્યું છે. સામ્રાજ્યાંતર્ગત સ્વરાજ્ય પ્રાપ્ત કરી લેવાનો હિંદી રાષ્ટ્રનો ખરો હેતુ હોઇને બ્રિટિશ રાજ્યછત્ર હેઠળ હિંદુસ્થાનને સંયુકત સંસ્થાનનું સ્વરૂપ પ્રાપ્ત થઇને હિંદુસ્થાને બ્રિટિશ સામ્રાજ્યમાંનાં એક સ્વતંત્ર અંગ અને સમાન હક્કવાળા ભાગીદાર થઈ રહેવું; એજ તેનું અંતિમ લક્ષ્ય છે. પ્રાંતિક ધારાસભામાં સરકાર નિયુકત સભાસદોને પ્રતિબંધ કરી કૌઉન્સીલના સર્વ સભાસદ લોકોના ખરા પ્રતિનિધી હોય, લોક પ્રતિનિધીની લેશમાત્ર પણ સત્તા ન ચાલવા દેનાર અનિયંત્રિત અધિકારીઓનું કારોબારી કાઉન્સીલમાં ચલણ દૂર કરી એ કાઉન્સીલ લોક પ્રતિનિધીઓને સર્વ રીતે જવાબદાર હોય, પ્રાંતિક હિત સંબંધના પ્રશ્નનો નિર્ભયપણાથી સ્વતંત્રતાથી નિકાલ કરવાની સત્તા હોવા ઉપરાંત ધારાસભાનો કારોબારીસભા પર પૂર્ણ કાબુ હોવો જોઇએ, હિંદુસ્થાનમાંના ભિન્ન ભિન્ન પ્રાંતિક પ્રતિનિધીની એક સંયુકત પાર્લામેંટ સ્થાપન કરીને આ લોકસભાએ હિંદી લોકોનું હિત દૃષ્ટિ

સમક્ષ રાખી ગ્રેટ બ્રિટનના સાર્વભૌમત્વ નીચે દેશના રાજ્ય કારભારના સૂત્રો ચલાવવાં એજ હિંદી રાષ્ટ્રીય પક્ષના મનમાંની અન્તિમ ધ્યેય સંબંધી પવિત્ર અને આત્મવિશ્વાસયુક્ત ભાવના છે આ આશાપૂર્ણ ભાવનાથી તે જીવે છે, કાર્ય કરે છે, આત્મભોગ આપે છે અને તેના બળ-થીજ આ રાષ્ટ્ર કલ્યાણના પ્રચંડ કલહમાં ખુલ્લી રીતે તે સામીલ થયું છે.

આ સ્વરાજ્યની ભાવના સ્વપ્નમાના રાજ્ય વૈભવ જેવી અશકય છે એવું ગંભીરપણાથી પ્રતિપાદન કરનાર કંઇક અપશકુની લોક છે. પણ સત્યના કંઇપણ આધાર શિવાય સ્વપ્ન આવવુંજ અશકય છે, અને એક યુગમાં સ્વપ્નવત્ દેખાતી કલ્પના બીજા યુગમાં અનુભવમાં આવે છે એવા અનેક પુરાવા જગતના ઇતિહાસમાં છે એ બાબત પ્રત્યે તેઓ આંખ આડા કાન કરે છે એવું જણાઇ આવે છે. રોમ્યુલસે પેલૅટિન ટેકરી પર માટીનો તટ બાંધવાની શરૂઆત કરી ત્યારે રોમન સામ્રાજ્ય એ સ્વપ્નમાંનું સામ્રાજ્ય હોવું જોઇએ. અને રનીમીડની ભૂમીપર ઍંગ્લો સૅકસન બૅરન લોકોએ ઇંગ્લીશ રાજા પાસેથી તેની ઇચ્છા વિરૂદ્ધ મૅગ્નાચાર્ટાની સનદ જ્યારે મેળવી તે વેળાએ બ્રિટિશ સામ્રાજ્ય પણ સ્વપ્નવત ન્હોતું કે ? અનેક કાયદા, રીતભાત, રાજ્ય પદ્ધતિ અને ભાષા પણ હોવા છતાં આજ અનેક શતકથી પોતપોતામાં લ્હડતા જર્મનીમાંના ન્હાનાં ન્હાનાં રાષ્ટ્રો એક થાય છે અને જગતમાંના અર્વા-ચિન બળવાન રાષ્ટ્રોમાં તેની ગણના થવા લાગે છે. ફ્રેંચ, ડચ અને બ્રિટિશ લોકોએ સંસ્થાન તરીકે વસાવેલો કૅનૅડા દેશ સ્વરાજ્યનો ઉપ-ભોગ લઇ શકે છે. કાળા નિગ્રોલોકોનાં દેશમાં જઇને વસેલા બોઅર લોક રક્તપાતની લડાઇઓ કરીને પણ યૂનિયન ગવર્નમેંટ સ્થાપન કરી શકે છે. એટલે દૂર શા માટે ? આજ શતકોથી પરસ્પર હરીફાઇ તથા કલહ કરનાર, પોતાનું સ્વતંત્ર રાષ્ટ્રિય અસ્તિત્વ માનનાર ઇંગ્લાંડ,

સ્કાટલૅંડ, વલ્સ અને આયર્લંડ એ દેશો જો એકજ રાજ્યમાં ભળી જાય છે તો હિંદુ, મુસલમાન, પારસી એ લોકોના હિંદુસ્થાનમાં એક છત્ર હેઠળ સંયુક્ત સ્વરાજ્યના હક્ક ઉપભોગી શકાય નહીં એવી કઇ દૂર ન થઇ શકે તેવી અડચણ હિંદુસ્થાનની સામે છે? હિંદી લોકોનો હિત સબંધ એક હોઇને તેઓની આકાંક્ષા પણ એકજ છે હિંદુસ્થાન-માના પ્રત્યેક પ્રાંતને સ્વતંત્ર અસ્તિત્વ છે અને તે પ્રાંતના લોકોમાં શિક્ષણનો અધિક પ્રસાર, રાષ્ટ્રીય કલ્પનાની જાગૃતિ અને દેશાભિમાનની ભાવનાની વૃદ્ધિ થવાથી અને તેઓમા પરસ્પર માટેના પ્રેમ તથા વિશ્વાસની વૃદ્ધિ થવાથી આ ભિન્ન ભિન્ન પ્રાંતના હિંદી લોક પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ભૂલીને તદ્દન એક નહીં થઇ જાય તોપણ માયાળુ-પણાથી તથા સલાહ સંપથી તેઓ પોતાના રાજ્ય કારભાર એકત્ર નહી ચલાવે એવું માનવાનું કોઇપણ કારણ સમજાતું નથી હોમરૂલના સ્વતંત્ર હક્ક આપી અલસ્ટર સબંધના પ્રશ્નનો જો નિકાલ કરવામા આવે છે તો હિંદી લોકોનો સ્વરાજ્ય સબંધી પ્રશ્ન વ્યવહારિક રાજનીતિની બીલકુલ બહાર છે એમ કહી શકાય નહી.

બ્રિટિશ સામ્રાજ્ય એજ પ્રથમ ભિન્ન ભિન્ન રાષ્ટ્રિયત્વવાળાં લોકોનું સંયુક્ત સ્વરાજ્ય છે અને કાળના પ્રચંડ ઓઘમાં સામ્રાજ્યના આ જુદા જુદા અંગોની સ્વતંત્રપણે વૃદ્ધિ થાય એવી યોજના થઇ છે. કડક રીતે અમલમાં આવતા દૂરદર્શી ધોરણથી બ્રિટિશ સામ્રાજ્ય રોમન સામ્રાજ્યથી જૂદું પડે છે અને તેની બાંધણી દૃઢતર પાયાપર થયેલી છે. આયર્લંડને એકવાર હોમરૂલ આપ્યા પછી તે સ્કૉટલૅંડ, વેલ્સ અને ઇંગ્લાંડને પણ આપવાનું મુલતવી રખાય તેમ નથી. બ્રિટિશ સામ્રાજ્યનાં આ પ્રમાણે જો સ્વતંત્ર ઘટકો અસ્તિત્વમાં આવે તો એકલું હિંદુસ્થાન માત્ર સામ્રાજ્યના આ અંગોને ચરવા માટે ખેતર

થઇ રહે એવી કલ્પના કરવી પણ વ્યાજબી નથી. ઇંગ્લાંડ, સ્કોટલંડ અને વેલ્સને સ્વરાજ્યના હક્ક મળ્યા પછી હિંદુસ્થાને વરિષ્ઠ સરકાર તરીકે કિયા દેશને વળગી રહેવુ ? એ પ્રમાણે કોઇપણ એકજ દેશને હિંદુસ્થાન ગૌણાંગ તરીકે વળગી રહી શકશે નહી; એટલેજ હિંદુસ્થાન એ સામ્રાંજયમાંનાં સર્વ અંગના ખાસ ભુવન તરીકે થઇ રહેવાનું અવસ્ય બંધ પડવું જોઇએ.

સાંપ્રતકાળના અક્કડ અધિકારી વર્ગનું અધિષ્ટાન એકવાર અસ્થિર થાય અને દેશના ભિન્ન ભિન્ન અંગમાં ભેદ પડાવીને રાજ્ય કરવાનું અદૂરદર્શી ધોરણ એકવાર નષ્ટ થાય—અને તે જલદીજ નષ્ટ થશે—એટલે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય એમનું કદિ પણ મિલન થશે નહીં એ અંધશ્રદ્ધાપર ઉભી કરેલી કલ્પના દૂર થશે અને બ્રિટિશ હિંદુસ્થાનનું એક પાર્લામેંટના તંત્રથી ચાલતું સ્વરાજ્ય સ્પપ્નવત ન ભાસતાં અસ્તિત્વમાં આવશે. દેશોન્નતી માટે આવશ્યક એવાં અસંખ્ય સાધનોથી યુક્ત જેને નવજીવન પ્રાપ્ત થયુ છે તેવા, જેની ચેતનયુક્ત પરંપરા છે એવા હિંદુસ્થાનનું સંયુક્ત સ્વરાજ્ય દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિયા અને કેનેડા સુદ્ધાં સર્વ દેશોના સ્વરાજ્ય કરતાં અધિક વૈભવશાળી થશે એટલુંજ નહીં પણ ઇગ્લૅંડના વૈભવમાં ઉમેરો કરી જગતમાં ન્યાય અને નીતિની કાયમની સ્થાપના કરવાનુ પોતાનું અંતિમ ધ્યેય હિંદુસ્થાન સાધ્ય કરી લેશે.

વ્યાપારી દૃષ્ટિથી અને ઐતિહાસિક અને રાજકીય દૃષ્ટિથી નામાંકિત શેહેરો અને દેશો પણ હિંદુસ્થાનમાં હોવાથી એ બાબતમાં પણ હિંદુસ્થાન કોઇપણ દેશની પાછળ નથી. હિંદુસ્થાનમાંનું ઉદ્યોગધંધાનું અને વ્યાપારી સાહસનું આદિસ્થાન, જગતૂના વ્યાપારનું પૂર્વદ્વાર, એક પરકીય રાજકન્યાના લગ્ન સમયે ભેટ તરીકે મળેલુ ત્રણસો વર્ષ અગાઉનું કોળીઓના ઝુંપડાવાળું મુંબઇ શેહેર, આજ

પૌર્વાત્ય દેશમાંના નગરો પૈકી શ્રેષ્ઠ તારાના ઉચ્ચ દરજ્જાએ પ્હોંચેલું હોઇને પોતાના સુંદર વૈભવયુક્ત મજબુત કિનારાને લીધે બોસ્ટન કરતાં વિશેષ, વેનીસ કરતાં અધિક સુંદર થયું છે. શ્રીમાન ભાટીઆઓનું, વ્યાપારમાં સાહસીક ગુજરાતી અને પારસી લોકોનું, મુંબઇ ઇલાકો એ નિવાસ સ્થાન છે. પેશ્વાની રાજધાની અને મરાઠાની ચળવળનું કેન્દ્રસ્થાન પુના શહેર, અખંડ ક્રાંતિ વાળા શિવાજી મહારાજનો ખજાનો સુરત, પશ્ચિમ હિંદુસ્થાનમાંના રમ્ય ઉપવનનો સ્થાને રહેલું અને ઉદ્યોગધંધાનું કેન્દ્રસ્થાન અહ્મદાવાદ સિલનો વૈભવ અને ભવિષ્ય-કાળમાં થનારા હિંદુસ્થાનમાંના વ્યાપારનું મુખ્ય સ્થાન હવે પછી થનાર પુર્વ—પશ્ચિમને જોડનાર ટ્રેન્સ પર્શિયન રેલ્વેનું અંતિમ સ્થાન (ટર્મિનસ) એવાં કરાંચી ઇત્યાદિ શેહેરો જે ઇલાકામાં છે, જમશેદજી નસરવાનજી તાતા, જમશેદજી જીજીભાઇ, નવરોજજી ફર્દુનજી, મંગળદાસ નથુભાઇ, જગન્નાથ શંકરશેઠ, દાદાભાઇ નવરોઝજી, કાશિનાથ ત્રિબંક તેલંગ, બદ્રુદિન તૈયબજી, ફિરોજશાહ મ્હેતા, દિનશા એદલજી વાચ્છા, મહાદેવ ગોવિંદ રાનડે, ગોપાળ કૃષ્ણ ગોખલે, બાળ ગંગાધર તિલક, ઇબ્રાહિમ રહિમતુલ્લા, બેહરામજી મલબારી, રામકૃષ્ણ ભાંડારકર, નારાયણ ગણેશ ચંદાવરકર, ભાલચંદ્ર કૃષ્ણ, આર. પી. પરાંજપે, દક્ષિણ આફ્રિકાના હિંદી લોકોને ત્યાંની દુઃસ્થિતીમાંથી મુક્ત કરનાર મોહનદાસ કરમચંદ ગાંધી એવા શ્રીમાન, ઉદ્યોગશાળી, વ્યવહારજ્ઞ, દેશભક્ત, ઉદાર, મ્હોટા પુરૂષોથી વસેલો એવો પ્રાંત આપણને હિંદુસ્થાન શિવાય અન્ય કોઇ સ્થાને મળશે કે ?

રાષ્ટ્રિય સભાનો મુંબઇ શેહેરમાં જન્મ થયો, અને સુરતમાં તે દટાઇ તોપણ મદ્રાસમાં તેનું પુનરૂત્થાન થયું, એજ મદ્રાસમાં પાશ્ચાત્ય જ્ઞાનસૂર્યનો પ્રકાશ પ્રથમ દેખાયો; હિંદુસ્થાનમાં શ્રેષ્ટ સ્થાપન

કરવા માટે એજ ઠેકાણે ડચ, ફ્રેંચ, અને ઇગ્લીશ લોકો વચ્ચે લડાઇ થઇ: આ સ્થાને મળેલી જમીનપરના ફોર્ટ સેન્ટ જ્યોર્જ પર બ્રિટિશોનું પ્હેલું નિશાન ફરકયું, વિનીત અને શાંત મદ્રાસ ! રામાનુજ અને શંકરાચાર્યના વાસથી પવિત્ર થયેલું મદ્રાસ ! જ્યાની ભૂમિ દેવાલય અને તીર્થ સ્થાનોથી પાવન થઇ છે. સર ટી. માધવરાવ, પચ્ચાપા મુદલીયાર, વીરરાઘવ અને વિજયરાઘવ આચારિયાર, શિવાલય સ્વામી મુદલિયાર રાષ્ટ્રીય સભાનો પ્રથમ ઠરાવ રજુ કરી રાષ્ટ્ર ભૂમી ખેડવાને પ્રથમ કુહાડી મારનાર જી. સુબ્રામણ્ય અય્યર જેવા અત્યન્ત રાષ્ટ્ર ભકત પણ બહુ બડબડ ન કરનાર, દૃઢ નિશ્ચયી સાવધાન ચિત્તવાળા અને પ્રગતીના માર્ગમાં મજબુતીથી આગળ પગલું ભરનાર પુરૂષ તમને મદ્રાસ ઇલાકા શિવાય અન્ય કોઇપણ સ્થળે મળશે નહી.

પાંચ નદીથી પવિત્ર થયેલાં જગતના પ્રભાત કાળે સમાજ સંસ્કૃતિના સાધનો લઇને વેદમંત્રના ઘોષથી વાતાવરણ શુદ્ધ કરતાં આવેલા આર્યોએ જેને પોતાનું નિવાસ સ્થાન બનાવ્યું, દેશ બન્ધુત્વ અને ઐકયનો ઉપદેશ કરી ધર્મ અને રાજનીતિનો સંયોગ કરનાર ગુરૂ નાનક અને ગુરૂ ગોવિંદસિંગ જે દેશમા ઉત્પન્ન થયા, બહાદુર પઠાણોની અને લડવૈયા શીખ લોકોની જે જન્મ ભૂમિ, પૃથ્વિરાજ, સિંહ જેવા ધિરોદાત્ત રણજીતસિંગ, સરદાર દયાળસિંગ, લાલા લજપતરાય, લાલા મુરલીધર, મહમદઅલ્લી, વિગેરે મહાન્ પુરુષો, જ્યાં જન્મ પામ્યા, કુરૂક્ષેત્ર અને પાણિપત, ઇંદ્રપ્રસ્થ અને દિલ્હી, અમૃતસર અને તક્ષશિલા વિગેરે વિગેરે ઇતિહાસ પ્રસિદ્ધ પવિત્ર સ્થાનો જે ઠેકાણે છે, વેદાંતનાં અર્થ પર નવિન પ્રકાશ પાડનાર અને હિંદુ ધર્મને વ્યાપક સ્વરૂપ આપીને તેમાં ક્રાંતિ કરાવનાર આર્ય સમાજ જ્યાં સ્થાપન થયો, એવા પ્રાચીન વૈભવની દુઃખદાયક સ્મૃતિ આપનાર અને અસંખ્ય રાજવંશી ઉદયાસ્ત

જન્મેલા શૂર અને સત્ય પ્રતિજ્ઞ લોકોનું જન્મસ્થાન પંજાબ જેવો પ્રાંત અન્ય કોઇ ઠેકાણે જોવા મળશે કે ?

બેબીલોન અને નીનવે એ શહેરો કરતાં પણ જુનાં પ્રાચિન વિદ્યાપીઠના આદિસ્થાન હોઇને ફીનીક્સ પક્ષી પ્રમાણે પુનઃ રાખમાંથી ઊંચું બહાર કહાડનાર આજ, અસંખ્ય સૈકાથી હિંદુ સુધારણાના અને વાઙમયના કેન્દ્રસ્થાન તરીકે રહેલા, સવ જગત અજ્ઞાન અધકારમાં મગ્ન હતું, ત્યારે આર્ય સંસ્કૃતિની કલ્પના લાવનાર વિદ્વાન ઋષીઓના સ્મરણથી મનને પવિત્ર કરનાર, હિંદુ ધર્મનું મમસ્થાન, પ્રાચીન આર્યતત્વજ્ઞાન, વેદ અને વેદાંતનું જન્મસ્થાન એવી કાશીનગરી જે સંયુક્ત પ્રાંતમાં છે; જગતમાંના સાત આશ્ચર્યમાંનું એક આશ્ચર્ય અને હિંદુ અને મુસલમાન વૈભવનાં અન્ય અનેક સ્મારકો જ્યાં છે; પંડિત અયોધ્યાનાથ, ગંગાપ્રસાદ વર્મા, સુંદરલાલ, મદનમોહન માલવીયા, વઝીરહુસેન વિગેરે કર્તવ્યનિષ્ઠ પુરૂષો જ્યાં ઉત્પન્ન થયા અને જે પ્રાંતમાં પુરાણપ્રિયતાની સાથે ઉદારમતવાદિત્વનું મધુર સંમેલન થયું છે. એવો સંયુક્ત પ્રાંત બીજો કયા છે ?

સર્વથી ન્હાના પરંતુ સર્વથી પ્રાચિન, માગધ તથા વિદેહ લોકોના વસ્તિસ્થાન, જગતમાંના એક પંચમાંશ લોકોના આયુષ્યને જુદું વલણ લાવનાર તથા ધર્મક્રાંતિ કરનાર ગૌતમબુદ્ધ જે પ્રાંતમાં જન્મ પામ્યો છે, જેના સાર્વભોમ દરબારનું મેગેસ્થેનિસે સુંદર વર્ણન કર્યું છે તે મૌર્યવંશના ચક્રવર્તી ચંદ્રગુપ્ત અને અશોકે જ્યાં પોતાની રાજધાની સ્થાપન કરી, પાટલીપુત્ર અને નાલંદ જેવી પ્રાચીન વિદ્યાપીઠો જે પ્રાંતમાં હતી, લક્ષ્મેશ્વરસીંગ, મઝરૂલ હક, તેજનારાયણસીંગ, અલી ઇમામ, હસન ઇમામ વિગેરે મહાપુરૂષો જ્યાં જન્મ પામ્યા, અને જે

પ્રાંતમાં હિંદુ મુસલમાન સલાહસંપથી માતૃભૂમિના કલ્યાણ માટે પ્રયાસ કરે છે એવો બિહાર પ્રાંત તમને અન્ય કોઇ ઠેકાણે દેખાશે કે ?

યુરોપનો વિચાર કરતાં ફ્રાન્સને વિસરી જવું ચાલે નહીં, તે પ્રમાણેજ હિંદુસ્થાનનો વિચાર કરતાં બંગાલને ભૂલી જવું ચાલે નહીં. હિંદુસ્થાનના પશ્ચિમ તરફના અને દક્ષિણ તરફના ઇલાકાના લોક ધીમા મગજના બ્રિટન જેવા હશે તો ગંગાના કિનારાના લોક ફ્રેંચ લોકો જેવા સાહસી છે. માતૃભૂમી માટેના પ્રેમ અને અભિમાન, ઉગ્ર આવેશ, વિચારની અપુર્વતા અને શિઘ્ર સમજ શક્તિ, જુસ્સાયુક્ત વક્તૃત્વ અને ભવ્ય કલ્પના, તીવ્ર લાગણી તથા મનના ચંચલપણા એ સર્વ બાબતમાં હિંદુસ્થાનના અન્ય લોક કરતાં બંગાળી લોકનું ને મ્હોટા લૅટિન વંશના ફ્રેંચ લોકથી વિશેષ સામ્ય છે હોશીયાર, સૂક્ષ્મદર્શી, ઉત્સાહી, તીવ્ર, તેજસ્વી, પ્રગતિશીલ બંગાળી લોક, કલ્પના સામર્થ્યના જનક હોઇને દેશાભિમાની સ્ફૂર્તીના અધિષ્ઠાન રૂપ છે. છ શતક પૂર્વે સેન રાજાની કારકીર્દીમાં મિતાક્ષરના પૂરાણા ગ્રંથ વિરૂદ્ધ મત પ્રદર્શિત કરી પ્રગતિમાન કાયદા કરનાર, જીમૂતવાહન જે બંગાલમાં થઇ ગયા, પાંચસો વર્ષ પૂર્વે ગંગાથી નર્મદા પર્યંતના પ્રદેશમાં પ્રેમ, બધુત્વ, સમતાનો સદેશો આપનાર શ્રી ચૈતન્ય જ્યાં થઇ ગયા, જ્યાં પ્રખ્યાત બાર સરદારોએ અત્યંત શૌર્યથી ટકાવ કર્યો, ગત વૈભવની સાક્ષિ પૂરનાર ગૌરના સમયની ઇમારતોના અવશેષ (ખંડીયેર) જ્યાં છે અને જ્યાં કલકત્તા જેવું મેહેલોનું શેહેર છે કે જેનો કિનારો જગતના સર્વ દેશોના વ્યાપારી વહાણોએ લંગર નાંખી ભૂષિત કર્યો છે, ફ્રોર્ટ વિલિયમ જેવા ભયંકર અને મજબુત કિલ્લાથી જેના કિનારાનું સંરક્ષણ થયું છે, અને જેને વડેજ પૂર્વ તરફના દેશોની શાણીપણાનું માન તેને મળ્યું છે, જે બંગાલામાં ગદાધરે ન્યાયશાસ્ત્રનું

સ્થાપન કર્યું, જ્યાંના ગંગાધરે પ્રાચીન આર્ય વૈદકનું પુનર્જીવન કર્યું, નિસર્ગ દેવતાએ સર્વ મ્હોટા પ્હાડો પરની વનશ્રી એકત્ર કરી જે બંગદેશ શોભીતો કર્યો છે, વ્યાપારના માર્ગથી જે બંગાળ વ્યાપ્ત થયું છે, રામમોહનરાય, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, મહમદ મુશીન, કૃષ્ણમોહન બેનરજી, રાજેન્દ્રલાલ મિત્ર, રોમેશચંદ્ર મિત્ર, હરીશ્ચંદ્ર મુકર્જી ક્રીસ્ટોદાસ પાલ, શીશીર કુમાર ઘોષ, વ્યોમેશચંદ્ર બેનર્જી, રમેશચંદ્ર દત્ત, દેવેન્દ્રનાથ ટાગોર, કેશવચંદ્ર સેન, રામ ગોપાળ ઘોષ, તારકનાથ પલિત, રાશબિહારી ઘોષ, સુરેન્દ્રનાથ બેનર્જી, ગુરૂદાસ બેનર્જી, અશુતોષ મુકરજી, માયકેલ મધુસુદન દત્ત, હેમચંદ્ર બેનર્જી જગદીશચંદ્ર બોઝ, પ્રફુલચંદ્ર રોય, રામકૃષ્ણ, વિવેકાનંદ જેવા મહાન પુરૂષોનાં જન્મસ્થાન બંગાલ, એટલા બુદ્ધિમાન, હોંશીયાર, નીડરામન્જ શક્તિવાળા, વક્તૃત્વવાન અને વિશ્વબંધુનો સંબંધ જાણનાર દેશભક્તિપૂર્ણ અંતઃકરણવાળા લોકોથી અધિષ્ઠિત થયેલો આવો બંગાળ જેવો ફળદ્રુપ પ્રાંત આપને ક્યાં મળશે? પોતાની લ્હેર પ્રમાણે વર્તિને બંગાળી લોકોએ કેટલીએ ભૂલો કરી છે તોપણ જ્ઞાનની મસાલ હાથમાં ધરી અને આગેવાની સ્વિકારી ધાર્મિક, સામાજિક, રાજકીય, એવી પ્રત્યેક હિલચાલનો માર્ગ બંગાળે અન્ય પ્રાંતને દર્શાવ્યો છે.

નૈતિક અને બૌદ્ધિક સામર્થવાળા લોકોથી વસેલા, સાંપત્તિક ઉન્નતી માટે આવશ્યક એવા સાધનોથી પૂર્ણ, અત્યંત ઉષ્ણતાથી તે અત્યંત શીત એવી સર્વ હવાનો જે એકજ દેશમાં અનુભવ થાય છે, જેમાં સિંધુ, ગંગા, નર્મદા જેવી સુંદર નદીઓ છે પૃથ્વીપરના બાકીના દેશના પર્વત જેની પાસે માટીના ઢગલા જેવા લાગે છે એવા મ્હોટા જ્યાં પર્વતો છે; સર્વ ગુણવાળા અને સર્વ સાધન સંપન્ન, એવા આ દેશના લોકો સંયુક્ત સ્વરાજ્ય પ્રાપ્ત કરી લેવાનું મનમાં લાવે તો તે આશા કેવળ

સ્વપ્નવતજ થાય એમ કદી પણ મનાય નહીં. હિંદી રાજ્ય વિષય સાથે સંબંધ ધરાવનાર લોકો પોતાની ભૂલ ભરેલી કલ્પનાનું સમર્થન કરવા ગમે તેટલા કાલ્પનિક સિદ્ધાંતો શોધી કાઢે, અભિમાનના આવેશમાં કોઇપણ બાબતના માત્ર દોષ પ્રત્યે દૃષ્ટિ કરનાર એ લોકો પૌર્વાત્ય ભૂમિ એ નૈસર્ગિક રીતે પ્રજા સત્તાક સંસ્થાનાં બીજ વાવવાને માટે નાલાયક છે એવો પોતાને સુખકર કલ્પના કરે પરંતુ જ્ઞાનસૂર્યનો પ્રકાશ પૂર્વ તરફથી પશ્ચિમ તરફ ગયો છે અને જગતમાં આજ દેખાઇ આવતી સંસ્કૃતિ એશિયામાંથીજ પ્રથમ યુરોપમાં અને પછી જગત્‌માનાં અન્ય રાષ્ટ્રમાં ગઇ એ તેઓથી કદીપણ ના કબુલ કરી શકાશે નહીં. દેશનાં લોકોની નૈતિક અને બૌધ્ધિક યોગ્યતાની ખરી પરિક્ષા તેઓના ધર્મપરથીજ કરવાની હોય તો હિંદુ અને મુસલમાન ધર્મના મુખ્ય તત્વો લોક–મત–પ્રાધાન્ય પર પ્રસ્થાપિત કરેલાં છે એમ નિર્મલ મને વિચાર કરતાં કદી પણ ના કહી શકાય તેમ નથી. આ ઉભય ધર્મોએ જેના આયુષ્ય અને વિચારને જુદુ વલણ આપ્યું અને તેથી જેના અનુયાયીઓએ ન્યાયની દૃષ્ટિથી રાય અને રંકની એક યોગ્યતા ઠરાવી અન્યના દેશ જીતી લેવા અર્થાત્ પર રાષ્ટ્રો નાશ પામે એવી બુદ્ધિ ન રાખતાં સર્વ જગત્‌પર પરમેશ્વરનું સામ્રાજ્ય થઇને જગતમાં શાંતતા અને નિયમ પ્રવર્તે તે માટે જેણે ઐહિક વૈભવ પ્રત્યે પણ દુર્લક્ષ કર્યું તે લોકોને ક્ષુદ્ર બુદ્ધિથી લોકમત પ્રધાન સંસ્થા સ્થાપવાને નાલાયક કરીને દુષણ દેવાં યોગ્ય નથી. હિંદુ વ મુસલમાન સંસ્કૃતિના ઉપર ટપકેના જ્ઞાનથી અને જગતના ઘણાખરા ભાગો પર યુરોપીયનની અપ્રતિહત સત્તાના અભિમાનમાં સર્વસામાન્ય ઉતાવળું અનુમાન કાઢવાના આ દેશમાં પૌર્વાત્ય અને પાશ્ચાત્ય લોકોના લોકમત પ્રધાનસંસ્થાવિષયક સ્વભાવ ભેદ સંબંધી નિરર્થક મુર્ખાઇભરેલી કલ્પના ફેલાવવામાં આવી છે. અમુક

એક બિંદુથી પૌર્વાત્ય અને પાશ્ચાત્ય લોકોના માર્ગ ભિન્ન થઇ ગયા એવું તાત્વિક દૃષ્ટયા દર્શાવવું તે કદિપણ શકય નથી. શિવાય અમુક એક ભૂગોળની મર્યાદામાંના કે અમુક એક વાતાવરણના દેશમાં રહેનારા, અમુક એક જાતિ અથવા વર્ણના લોકોનેજ લોકસત્તાપ્રધાન રાજકીય સંસ્થા સ્થાપવાનો ઇજારો પરમેશ્વરે આપ્યો છે એમ નથી. પંદરમાં સૈકાપૂર્વે જ્યારે ખ્રિસ્તી ધર્મનું પ્રભુત્વ પોપ પાસે હતું, અને યુરોપમાંના રાજાઓ પોપ આગળ થરથર કંપતા અને તેને નમતા હતા. તે વેળાએ યુરોપની શું સ્થિતી હતી ? પોપે આજ્ઞાપત્ર આપ્યા બરોબર પોતાના રાજાથી પણ સંબંધ તોડવા તૈયાર સેકસન અને ફ્રેંક, ટયુટન અને સ્લાવ લોકોના દેશમાં લોકસત્તા કયાં હતી ? હિંદુધર્મમાં બ્રાહ્મણની સત્તા આજ ગમે તેટલી ત્રાસદાયક લાગતી હોય તોપણ તેરમાં સૈકામાંની ખ્રિસ્તી પોપના જુલમીપણા સાથેના મુકાબલામાં તે અર્ધ પણ નહોતી. હાલ પણ ગ્રેટબ્રીટન અને ફ્રાન્સ એ દેશો સિવાય કીયા દેશમાં આ લોકસત્તાપ્રધાનતત્વની હિંદુસ્થાન કરતાં વિશેષ વૃદ્ધિ થઇ છે ? અઢારમાં સૈકાની મધ્યપર્યંત ઇટલી દેશની શું સ્થિતિ હતી ? સર્વ યુરોપમાં અત્યંત પ્રગતિવાન અને બુદ્ધિમાન ગણાતા જર્મન દેશ એટલે અનેક દેશની ખીચડી હોવા ઉપરાંત યુનીફોર્મવાળા લષ્કરી અમલદાર પ્રત્યે નિર્ભયપણાથી મુખ ઉંચું કરી જોનાર સિવિલ મનુષ્યને નોકરીપર પણ ન રાખનાર, સત્તાને શિર નમાવી રહ્યા છે. જર્મનીમાં એટલી યુનીવરસીટી હોવા છતાં અને શાસ્ત્ર અને કળાની તત્રે એટલી પ્રગતિ થઇ હોવા છતાં ત્યાંની રાજ્ય પદ્ધતિમાં લોકસત્તાનું ખરૂં બીજ યતિંકચિત્ પણ દેખાતું નથી. વસ્તુતઃ રાશયા, જર્મની, ઓસ્ટ્રયા એ દેશનું વર્ચસ્વ લોકસત્તાની વૃદ્ધિપર ન અવલંબેલું હોઇને તેના ઐહિક વૈભવવડે અને લષ્કરી સામર્થ્યને લીધે ટકી રહેલું છે. તેમાંના અત્યંત બલિષ્ઠ દેશનો

પરાભવ કરવાથી ન્હાનકડા જપાનની જગતમાં વાહવા થવા ઉપરાંત બૌદ્ધિક અને લશ્કરી સામર્થ્યને લીધે તેનાથી એ ઉંચ પદ પ્રાપ્ત થઇ શક્યું એવું મનાય છે. ચીની રાષ્ટ્ર પણ યશસ્વી રીતે પોતાના પગપર ઉભા રહી શકવાને સામર્થ્યવાન થાય તો નાસ્તિક ચીની સુદ્ધાં લોકસત્તાક સંસ્થા સ્થાપવાને લાયક મનાશે.

એની સ્થિતિ હોવાથી લોક સત્તાક સંસ્થા સંબંધી ગોરા અને તે સિવાય અન્ય વર્ણના લોકોની આ વિષયની ભિન્ન સમજુતી સબંધી ખોટા અનુમાનો શા માટે કરવા જોઇએ ? હાલ આ ઉભય વર્ણના લોકોમાં ભેદ પડ્યો છે, પણ આ ભેદ કુદરતી રીતે પડ્યો નથી પરંતુ તેને પરિસ્થિતિ, શિક્ષણ અને સંયુક્ત સંધીનો અભાવ એ બાબતો કારણભૂત થઇ છે. હિંદી લોકોને સ્વરાજ્યનું શિક્ષણ આપી પૌર્વાત્ય ભૂમિમાં લોક સત્તાક સંસ્થાના બી વાવવા માટે ઇંગ્લીશ લોકોએ અભિમાન રાખવું તે ન્યાય્ય છે, પણ એવાં પ્રકારનો પ્રયત્ન એ એકાદા ઉષ્ણ ગૃહ ( Hot House ) માં નવિન બી વાવવાનો હદબહારનો પ્રયત્ન કરવા જેવું છે એવી માન્યતા રાખવી તે ભૂલ ભરેલું છે. આવી સંસ્થાની વૃદ્ધિ થવા માટે જોઇતો કસ હિંદુસ્થાનની ભૂમીમાં પણ હોઇને સામ્રાજ્યમાંના અન્ય કોઇપણ દેશ કરતાં તે કોઇપણ રીતે ઉતરતી પ્રતીનો નથી. " હિંદુસ્થાનના ઇતિહાસનો આ દૃષ્ટીથી મ્હેં વિશેષ લક્ષપૂર્વક અભ્યાસ કર્યો છે અને હાલજ હું હિંદુસ્થાન જઈ આવ્યો છું તે પરથી હિંદુસ્થાન આવા પ્રકારની સંસ્થાઓ ચલાવવાને લાયક છે" એવો દક્ષિણ આફ્રીકાના ગવર્નર મી. ગ્લેડસ્ટન સરખાએ હાલજ મત આપ્યો છે "હાલ કરતાં વિશેષ દક્ષિણ આફ્રીકન લોકોએ હિંદુસ્થાન જવું એટલે હિંદુ લોકોના ખરા સ્વભાવની ઓળખાણ થવા ઉપરાંત તેઓ માટે આફ્રીકન લોકોનો આદર થવા માંડશે અને હિંદુસ્તાન એટલે દ. આફ્રિકાના

કિનારાપર મજૂર મોકલનાર એક દેશ છે એવી દ. આફ્રિકાના લોકોની કલ્પના દૂર થશે. "એવું પણ તેઓ એક સમયે બોલ્યા હતા. સામ્રાજ્યના ઇતર ભાગો કરતાં હિંદુસ્થાને સુધારણાની અને ઉચ્ચ આયુષ્ય ક્રમની બાબતમાં વિશેષ પ્રગતિ કરી છે. હિંદી લોકોના મનમાં આ આકાંક્ષા ઉત્પન્ન કરવાને બ્રિટિશ લોકોએ પણ કંઇ પ્રયત્ન કર્યો નથી એવું કહેવું તે પણ યથાર્થ નથી. ઉલટું બ્રિટિશ રાજ્યના ઉદાર ધોરણ વડે અને તેના ન્યાય વિચારપર અને ઉદાર બુદ્ધિપર હિંદી લોકોનો વિશ્વાસ હોવાથીજ તેમના મનમાં આ આકાંક્ષા ઉત્પન્ન થઇ છે. પરમેશ્વરે હિંદુસ્થાન ઇગ્લાંડને સોંપ્યું અને ઇગ્લાંડના કૃપા છત્ર હેઠળ હિંદી લોકોના મનમાં આવા પ્રકારની ઉચ્ચ આકાંક્ષાઓ ઉત્પન્ન થઇ છે. સ્વયં પ્રેરણાથી હોય કે અનાયાસે હોય ઇગ્લાંડ એ હિંદુસ્થાનના માયાપાશમાં આવેલું હોવાથી કેટલીએ ખટ-પટ કરવા છતાં તેમાંથી તેને છુટવું શક્ય ન હોવાથી હિંદુસ્થાનની આકાંક્ષાઓ તેણે પૂર્ણ કરવી જોઇએ. હિંદુસ્થાન અને ઇગ્લાંડનું ભવિષ્ય-કાળે કરીને હવે બધાઇ ગયેલુ હોવાથી તે ઉભયે એકમેકથી ત્રુટક થઇને રહેવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે. હિંદુસ્થાનથી સબંધ થવાથી ઇગ્લાંડને જે વૈભવ પ્રાપ્ત થયો તે વૈભવના સામર્થ્યપર આત્મવિશ્વાસથી ઇગ્લાંડને પોતાની પરિસ્થિતીનું નિરીક્ષણ કરવા દ્યો. એટલે પોતાના વૈભવના નાશ સંબંધી ઇગ્લાંડને જે દુઃસ્વપ્ન આવે છે તેની વાત સુદ્ધાં ઇગ્લાંડના કાનપર આવશે નહીં. પક્ષાભિમાનથી પ્રેરિત થયેલા પ્રધાન કરતાં મુત્સદ્દીપણાથી અધિક પ્રવીણ આપણા બાદશાહ એક ઇતિહાસ પ્રસિદ્ધ પ્રસંગે બોલ્યા કે સુખસમાધાનથી રાજનું ગાડું ચાલવા દેનારા હિંદી લોકો જેવા લોક અન્ય કોઇ સ્થળે મળશે નહીં" પ્રેમ અભિ-માન, કૃતજ્ઞતા આ સદ્દગુણ હિંદી લોકોના આચરણમાં મુખ્યત્વે કરીને દેખાતા હોઇને ગૂઢ વિચાર તરંગમાં વિહાર કરનારા

હિંદી લોકોના ધ્યેયો અને આકાંક્ષાઓ આધ્યાત્મિક તેજથી વ્યાપ્ત થયેલાં હોય છે. હિંદુસ્થાનમાં તો અસંતોષ સમુળગો દાટી દેવાનો ક્ષુદ્ર વિચાર જેઓ બોલી બતાવે છે તેઓને ઇંગ્લાંડના લશ્કરી સામર્થ્યપર નહીં પણ નૈતિક પ્રૌઢિપરજ હિંદી સામ્રાજ્યનું ચણતર થયું છે, તે સમજાયું દેખાતું નથી. સંતુષ્ટ અને કૃતજ્ઞ હિંદી લોકોના પ્રેમભાવના પાયાપરજ ઇંગ્લાંડની મ્હોટાઇ અવલંબેલી છે એ વાત પણ તેમણે ભૂલી જવી જોઇતી નથી.

જગતના રાજકારણ સબંધી ઉપલક વિચાર કરનારને પણ જગતમાંની ચારે દિશાએ લોકસત્તાક રાજપદ્ધતિના મતનો પ્રવાહ શરૂ થયો છે એમ દેખાઇ આવશે. લશ્કરી સામર્થ્યથી અભિમાનમાં આપખુદ ધોરણથી રાજ્યનું ગાડું ચલાવનાર યુરોપના દેશથી તે પૅસીફીક મહાસાગરમાંના શાંત વૃત્તિના ફિલિપિન લોકોના દેશ પર્યંત આવેલા રાષ્ટ્રોના લોકોમાં પ્રચંડ જીવન કલહ છે અને રોજ બદલાતાં આ જગતમાં પ્રત્યેક રાષ્ટ્ર સર્વોત્કર્ષ માટે ઉદ્દીપ્ત થયેલી મહત્વાકાંક્ષાથી પોતાનું શિર ઉંચું કરવાનો પ્રયત્ન કરે છે. જગતમાં ગમે તેટલી ક્રાંતિઓ થઇ છતાં તેની સામે થઇ ટકી રહેલાં આપખુદીના તત્વથી રાજ્ય ચલાવતાં રાજાના રાષ્ટ્રો આજ ધુળમાં મળી ગયાં છે. અને શતકોથી ચાલુ રહેલી રાજનીતિઓને દાદ ન દેતાં કસોટીમાં ઉતરેલાં મ્હોટા મ્હોટા સામ્રાજ્યો અને તખ્તો પૃથ્વીને પોતાની આસપાસ ફરતાં વાર લાગે છે તેટલા ક્રાંતિના કાળમાં લોકમત આગળ પોતાનું શિર નમાવે છે; અને વંશપરંપરાથી તખ્તનશિન રાજાઓ કોઇપણનાં નેત્રમાંથી એક અશ્રુ કિંવા શરિરમાંથી રક્તનું એક પણ બિંદુ પડવા ન દેતાં પોતાના તખ્તો ખાલી કરી દે છે. સ્પેન, પોર્ચ્યુગાલ, નોર્વે, સ્વીડન અને સર્વથી વિશેષ મહત્ત્વનાં એટલે તુર્કસ્થાન, ઇરાન, ચીન એ રાષ્ટ્રમાં રક્તપાત શિવાય થયેલી રાજ્યક્રાંતિ સંબંધી

સો વર્ષ અગાઉ કલ્પનાપણ ન થઇ શકત. જગતના સર્વ રાષ્ટ્રોમ લોક મતનો આવા પ્રકારનો ઓઘ વ્હેતો છતાં તેમાં ન ભળતા હિંદુસ્થાન એકલું બ્હાર રહેશે એ સમજવું કેવળ અવિચારીપણું છે. સુદૈવે હિંદી લોકમતનો પ્રવાહ આસપાસનું સર્વ કાંઇ ધોઇ નાખનાર સમુદ્રના મોજાઓ પ્રમાણે પ્રચંડ અને જોરદાર નથી તે ખરૂ છે. પણ હિંદુસ્થાનની લોક ગંગાનો પ્રવાહ ધીમે ધીમે પણ ભયંકર રીતે પ્રસરે છે અને તે ગંગાનું પાણી હિંદી અંતઃકરણના ખુણે ખુણામાં પ્રસરેલું છે અને જે હિલચાલ પ્રત્યે આ જલપ્રવાહનો ધોરીઓ ખોલીએ તે ઠેકાણે તે જાય છે એમાં શંકા નથી. ત્યારે એવે સમયે આ પ્રવાહને અમુક એક સ્થાન પર્યંત જવા દેવો અને તેની આગળ તેને પ્રતિબંધ કરવો એવો આપખુદ હુકમ ન કરતાં આ હિલચાલની પુષ્ટિનું કાર્ય હાથમાં લઇ દુરદર્શીપણાથી અને સહાનુભૂતીથી આ હિલચાલને યોગ્ય દિશા આપવી એ સરકારના શાણા મુત્સદીઓનું કર્તવ્ય છે.

